પ્રાચીન આખ્યાનમાળા (૨)
પુષ્પ : આઠમું

# કીર્તિસ્તંભ

[ ઇતિહાસમાંની તેજસ્વી ને રસભરી કથાઓ ]




પ્રગટકર્તા—
**ગાંડીવ સાહિત્ય મંદિર**
૧૮૦—કેળાંપીઠ,
સુરત

ચાર ] [ આના

## સાંકળિયું



ગાંડીવ મુદ્રણાલય (કેળાંપીઠ સુરત) માં છાપીને ગાંડીવ સાહિત્ય મન્દિર વતી પ્રસિદ્ધ કરનાર : : : : : : : : : : નટવર વીમાવાળા

**નટુ**ને વાંચવાનો શોખ બહુ. ભાઈની ચોપડીઓ એ છાની છપની વાંચે, ખુણે ભરાઇને વાંચે.

નટુના ભાઇ પાસે ઇતિહાસની એક ચોપડી હતી. નટુ વારંવાર એ ચોપડી ચોરી જાય. પેટારા પાછળ ભરાય ને વાંચે. નવ વરસના નટુને પિંઢારા વિષે, જહાંગીર વિષે, નૂરજહાનના ગુલાબના અત્તર વિષે વાંચવાની ભારે મઝા પડે.

પણ ભાઈ જુએ એટલે ચોપડી છીનવી લે.

વળી ઘરમાં કબાટ હતું. બા ન હોય ત્યારે નટુ એ ઉઘાડે ને અંદરથી પદ્મિની કાઢીને વાંચે, પ્લાસીનું યુદ્ધ વાંચે, હેસ્ટીંગ્સની સોટી વાંચે, પાણીપતનું યુદ્ધ વાંચે. એના કાકા 'ગુજરાતી'ના ઘરાક હતા. આવી બધી ચોપડીઓ તેની ભેટ તરીકે આવેલી. નટુ એ બધી વાંચ્યા જ કરે.

પછી તો નટુને ઇતિહાસ ભણવાનો આવ્યો. ત્યારે નટુને થયું: ઓહો; આમાં તો નવું કંઈ નથી! આ તો બધું મને આવડે છે. મને તો એથીય વધારે આવડે છે ને!

ને નટુ ઇતિહાસમાં પહેલોજ નંબર પુરાવે.

* * *

એવા નટુઓ, ગટુઓ, રમુઓ, કીકાઓ, બાબુઓ, ને કાજે આ તૈયાર કરૂં છું. આ તેમને છાની છાની નહિ વાંચવી પડે. આ તેમને અઘરી નહિ લાગે. આ

તેમના મોટાભાઇઓ તેમના હાથમાંથી ઝુંટવી નહિ લે. ઉલટા કહેશેઃ લે રમુ, આ ચાર આના. કીર્તિસ્તંભ લાવી વાંચજે. વળી કહેશેઃ કીર્તિસ્તંભ જેવી ઘણી બધી ચોપડીઓ હોય તો કેવું સારૂં ?

* * *

આ વાતો તદ્દન નવી છે. પ્રગટ થઈ ગયેલી વાતોનેજ નવું સ્વરૂપ આપેલું નથી. આ વાતોના પ્રસંગો રમ્ય છે ને બાળકનો ઇતિહાસશોખ વધારવામાં સારી સહાય કરે તેવા છે એમ માનું છું.

ન. વી.







(૧)

## ગુલ-બહાર

મીરકાસમ બંગાળાનો નવાબ હતો. મીરજાફરનો એ જમાઇ થાય. એને હરાવીને ઇંગ્રેજોએ બંગાળાની લગામ હાથમાં લીધેલી.

એ મીરકાસમને મયના નામે બેગમ હતી. બેગમને બે છોકરાં. પણ તે જોડ છોકરાં. એટલે કે એકી સાથે જન્મેલાં. એકનું નામ ગુલ ને બીજાનું નામ બહાર.

પણ ગુલ ને બહાર જન્મ્યાં કે તુરતજ મા મરી ગઈ. ગરીબ બિચારાં! બાપ મીરકાસમે તેમને મહા મુશીબતે ઉછેર્યાં. પણ છોકરાં તંદુરસ્ત, રૂપાળાં, મજાનાં, ઉછરી આવ્યાં.

મીરકાસમ તો દુઃખિયો નવાબ. છતાં છોકરાંને જોઇને બધું દુઃખ ભૂલી જાય. એ ગુલેગુલાબ છોકરાં! નવાબ તેને જોઈ અડધો અડધો થઈ જાય!

દુનિયામાં એને કોઇ વહાલું હોય તો આ છોકરાંજ. લાડઘેલાંનાં નામ પણ તેથીજ સરસ રાખેલાં ને ! છોકરાનું નામ ગુલ—એટલે કે ફુલ; ને છોકરીનું નામ બહાર—એટલે કે વસંત ઋતુ.

ધીમે ધીમે બંને ભણી ગણી હોંશિયાર થયાં. બંને ભારે રૂપાળાં હતાં. જે એમની સામે જુએ, તે જોઈજ રહે. બંને ગાય પણ સરસ. બંસરી તો એવી વગાડે કે હરણાં પણ દોડી આવે, માણસની તો વાત શી ?

એ વખતે કંઈ કલકત્તામાં રાજધાની નહોતી. કલકત્તા તો કાલીઘાટ નામનું ગામડું. પાંચ પચાસ ઝુંપડાં, બીજું કંઈ નહિ. શહેર તો મોટું મુર્શિદાબાદનું. રાજા ત્યાં રહે. ગુલ ને બહાર ઉછરીપાછરીને મોટાં ત્યાંજ થયાં. પછી મીરકાસમે રહેઠાણ બદલ્યું. રાજધાની મોંગીર ગઈ. મીરકાસમ બહુ ચાલાક હતો. મોંગીર રહેવા જવામાં એની ખાસ જુકિત હતી. પણ એ વાત લાંબી છે. તમારા માસ્તરને પૂછી જોજો.

ગુલ ને બહાર બંને મોંગીર ગયાં. મોંગીરનો કિલ્લો નદીનેજ કિનારે. નદી તે ગંગાજી. ગંગાજી સરસર રેલાય. ગુલ ને બહાર પણ નાચે, કૂદે, ગાય, બજાવે ને મઝા કરે. એ તો નવાબનાં છોકરાં. તેને વળી દુઃખ કેવું ?

પણ દુઃખ દોડી આવ્યું. નવાબ—એમનો બાપ

અંગ્રેજો સાથે લડતો હતો. લડતાં લડતાં તે હારી ગયો. ખરું જોતાં એ નહિ હારત. પણ એનો એક સરદાર ફુટી ગયેલો. એનું નામ ગુરગનખાં. તેણે એને ફસાવ્યો. અંગ્રેજનું લશ્કર નવાબને પકડવા ધસી આવ્યું ને કિલ્લો ઘેરી વળ્યું. પકડાય એટલે જાન જાય. ને નાસીને પણ જાય ક્યાં? ચોમેર અંગ્રેજનો પહેરો એટલે નવાબ બિચારો ફસાયો.

પણ કિલ્લો બહુ મોટો. તેમાં પાર વિનાની ઓરડીઓ. કેટલા તો છૂપા ઓરડા! ગમે તેટલું ખોળે તોય જડે નહિ. રોજ અંગ્રેજો અંદર જાય ને થોડો કિલ્લો ખોળે. રોજ નવાબ પોતાની કોટડી બદલે ને બીજે ભાગે. આમ ઘણા દહાડા ચાલ્યું.

છેવટે ગુલ ને બહાર હિમ્મત હાર્યાં. ગુલ કહે: બાબા, આમ તે કેટલા દિવસ જીવાશે? અંગ્રેજો રોજ ખોળ ચલાવે છે. ચાર દહાડે, આઠ, દહાડે, પન્દર દહાડે પકડાઈ જઈશું. તેના કરતાં કહું તે કરો. પાસેજ પેલું કબરખાનું છે, કબ્રસ્તાન. ભૂતની બ્હીકથી દહાડે ત્યાં કોઈ જતું નથી. ચારે બાજુ ઝાડી છે. બાકી ઉજ્જડ જગા છે. ઘણીયે મોટી મોટી કબરો છે, ને તે પર છાપરી બનાવેલી છે. એવી એકાદ છાપરીમાં આપણે રહીએ. તમને કોઇ પકડશે નહિ. વળી અમને કોઈ ઓળખતું નથી. અમે આવીને

તમને ખાવાનું આપી જઈશું.

નવાબે જોયું, વાત ઠીક છે. કબુલ કર્યું. કેવું નસીબ ! આખા બંગાળાનો નવાબ કબરસ્તાનમાં રહેવા ગયો !

× × × ×

રાત માઝમ હતી. અવાજ કશો નહિ. કબરખાનું બિહામણું લાગે. ફક્ત પવનના સૂસવાટ, શિયાળના હૂંકારા, ઘૂવડની ચીચીયારી ને કંસારીનું ઝુમઝુમ સંભળાય. પણ એવા વખતમાં એકાએક વાંસળીનો રડતો અવાજ સંભળાય. એ કોણ વગાડે ? ભૂત હોય કે રાખ્ખસ ? એ સાંભળી કિલ્લાના પહેરેગીરો થરથર ધ્રૂજે.

પણ એ શું જાણે ? એ વાંસળી તો બહાર બજાવતી ને એ રીતે ગુલને કહેતીઃ આવીને ખાવાનું આપી જા.

કિલ્લાની બહાર મોદીની દુકાન. મોદીનું નામ સદર-મલ. નવાબની ને તેની એક ગાંઠ. વિશ્વાસુ માણસ. ગુલ તેની સાથે રહે. દહાડો ત્યાં કાઢે. ને રાત્રે વાઘનું ચામડું ઓઢી બાબાને અને બહેનને માટે ખાવાનું આપી આવે ! એમ કેટલાય દિવસ ચાલ્યું.

આમ એક દહાડો એ વાત નીકળ્યો. એજ માઝમ રાત હતી. કલાઇવ સાહેબ ફરવા નીકળેલા. સાથે બન્દુક હતી. દૂરથી વાઘ જોયો. બન્દુક તાકી. ગુડૂમ કરીને ગોળી છોડી.

વાઘ જમીન પર પડયો—ખતમ થઈ ગયો. કલાઇવ સાહેબ પાસે આવીને જુએ છે તો વાઘ નથી. વાઘનું ચામડું ઓઢનારો કોઇ અતિ રૂપાળો છોકરો મરેલો પડયો છે!

કલાઈવ અકળાયો. તેને તેનું મન ડંખવા લાગ્યું. આવા સરસ છોકરાને મેં માર્યો! અરરર! બહુ ખોટું થયું. પણ એને બીજું કંઈ સમજાયું નહિ.

બહારને ખબર પડી ગઈ. એણે ભાઈને મારતો જોયો. એની છાતી ફાટફાટ થવા લાગી. મીરકાસમ પણ રડવા લાગ્યો. બંનેનું હૈયું ચીરાયું. તેમાંય કુમળી કળી જેવી બહારની શી વાત!

પણ રડયે શું વળે? બહારે બાબાને જીવાડવાનું બીડું ઝડપ્યું. બહાર સદરમલને ત્યાં રહેવા ગઈ. વાઘનું ચામડું પહેરી રોજ બાબાને ખાવાનું આપી આવવા લાગી. એમ થોડા દિવસ ચાલ્યું. પછી એક દહાડો એ બનાવટી વાઘ પર કોઈ ચોકીયાતની નજર પડી. બન્દુક લઈ તે પાછળ પડયો. પણ ગુપચૂપ, ધીરેધીરે. વાઘની પાછળ પાછળ એ ચાલે. વાઘ કબરસ્તાનમાં પેંઠો. એ પણ પેંઠો. વાઘ છાપરીમાં પેંઠો. તુરત એણે ગોળી છોડી. વાઘ મરાયો. બહાર પોતાના વહાલા ભાઈને મળવા જતી રહી—મરી ગઈ! ચોકીયાતે જોયું તો વાઘને બદલે છોકરી હતી!

વાત કલાઈવને પહોંચી. એને શક પેઠો. વાઘનું ચામડું પહેરી છોકરો મૂઆ. પછી છોકરી મરી. જરૂર કંઈ ભેદ છે. એણે ખોળ કરાવી. તો છાપરીમાંથી મીર-કાસમ પકડાયો. તેને કેદ કર્યો !

પછી મીરકાસમે ગુલબહારની બધી વાત કલાઈવને કહી. કલાઈવ બહુ નવાઈ પામ્યો.

કલાઈવના હુકમથી ગંગા નદીને કાંઠે બંનેના નામથી એક કબર બનાવી. હજુ પણ એ કબર ત્યાં આગળ છે.

અને બિચારો મીરકાસમ ! તેનું શું થયુ તે તો તમે ઈતિહાસમાં વાંચ્યુંજ હશે.



## (૨)

## સુદાન્જીનું મન્દિર

બ્રહ્મદેશનું નામ દઈએ એટલે બે વાત યાદ આવે. એક તો રંગુન શહેર. બીજા તો એના પેગોડા.

બ્રહ્મદેશ એટલે તો પેગોડાનોજ દેશ. પેગોડા એટલે અમુક જુદાજ ઘાટથી બાંધેલા મંદિરો. પણ એ મંદિરની કારીગરી ભારે સરસ હોય. પેગોડામાં બુદ્ધદેવની મૂર્તિ હોય. બ્રહ્મી લોકો તો બુદ્ધદેવનો જ ધર્મ માને કની? તે આ પેગોડામાં બુદ્ધદેવની મૂર્ત્તિ સ્થાપે ને ત્યાંજ દરેક રીતે ભક્તિ કરે.

આવા એક પેગોડા સંબંધે એક વાત છે. માંડલેનું નામ તમે સાંભળ્યું હશે. બ્રહ્મદેશનું રંગુન જેવુંજ એ મોટું શહેર છે. ત્યાંથી થોડે દૂર સુદાન્જી નામનો એક પેગોડા છે. એ પેગોડા રાજા

અનવરાતે બંધાવેલો. આ જ પેગોડાની વાત ભારે સરસ ને જાણવા જેવી છે.

પેગોડાની પાસે એક કોટડી છે. એ કોટડીમાં બુદ્ધ-દેવની મૂર્ત્તિ છે. આ મૂર્ત્તિના બરાબર માથા ઉપરજ, કોટડીની દિવાલમાં બે નાનાં નાનાં બાકોરાં છે. એકેક ઈંટ જેવડાં બાકોરાં છે. જાણે કોઈએ એટલી બે ઈંટ કાઢી લીધી ન હોય! એ બાકોરાં કેમ પડ્યાં તે વાત મજાની છે.

રાજા અનવરાતે મન્દિર બાંધવા હુકમ કર્યો. એણે ફરમાવ્યું, કે ગામના દરેક માણસે એકેક ઈંટ માથે મૂકીને મન્દિર બાંધવા માટે આપી જવી. એ બધી ઈંટો મન્દિર બાંધવામાં વપરાય. એની બધી તજવીજ સોંપી સેનાપતિને.

પણ સેનાપતિ દાદા કંઈ બહુ રૂડા માણસ નહોતા. એમના દિલમાં મેલ ખરો. એને બે ભાઇ હતા. ભારે જોરાવર. ખૂબ બળીયા. તેમની એને અદેખાઇ એટલે પોતાના એ ભાઈઓ પર એ સાહેબને હેત ન મળે. કોઇ પણ રીતે એમને દુઃખી કરવાનાજ વિચાર એને આવે.

રાજાજીએ કામ સોંપ્યું કે મન્દિર બંધાય તેની તજ-વીજ કરો. દરેક માણસે એકેક ઈંટ આપીજ જવી જોઇએ. કોઈ બાકી ન રહે. આ કામ મળ્યું એટલે સે-

નાપતિ સાહેબને થયું, કે હાં! હવે ઠીક લાગ આવ્યો.

ગામમાં તો એમણે ઢંઢેરો પીટાવી દીધો કે સૌએ પોતપોતાની ઈંટ આપી જવી. પણ પોતાના ભાઇઓને કહ્યું: જુઓને, તમે તો ઘરના માણસ છો. વારાફરતી બધી ઇંટ આવી જાય, પછી તમે આવશો તો ચાલશે. ઉતાવળ કશી નથી. જ્યારે વખત થશે, ત્યારે હું કહેવડાવીશ. તમે ઇંટ આપી જજો.

ભાઈઓને તો થયું કે આ ઠીક છે. ચાલોને, એમ તો એમ. આપણે શું?

બીજી બાજુ બીજા લોકોની ઇંટ તો ટપોટપ આવવા માંડી. તેમ તેમ મન્દિર પણ ઝપાટાભેર બંધાવા લાગ્યું. ગામનાં બધાંની ઇંટ આવી ગઈ. સેનાપતિજીએ મન્દિર ઝપાટાભેર બાંધવું શરૂ કર્યું. રાજાજીનું કામ. મજુર પુષ્કળ. કડીયા ઘણાક ને વળી ચાલાક. એટલુંક કામ ઉકેલતાં તે શી વાર? મન્દિર તો પૂરૂં બંધાઈ ગયું. પણ સેનાપતિએ કર્યું એવું, કે મન્દિરના ગભારમાં મૂર્તિના મથાળાના ભાગમાં એકેક ઇંટ જેવડા બે બાકોરાં રહેવા દીધાં. પેલા બે ભાઈઓને ઇંટ મોકલવાની બાકી હતી. તેમની કુલ બે ઇંટ આવી નહોતી. પણ તેમને કહેવડાવે કોણ?

મન્દિર પૂરૂં થયું. રાજાજીને ખબર અપાઈ. મૂર્તિ ગોઠવાઈ ગઈ. સૌથી પહેલો પૂજા કરવા રાજા આવ્યો.

બધે ફરીને મન્દિર જોયું. ટપ્ દઈને પેલાં બે બાકોરાં પર નજર પડી. રાજાને અચંબો થયો. આવાં બે બાકોરાં વળી શાને જોઈએ? સેનાપતિને બોલાવ્યો. પૂછ્યું: આ બાકોરાં શાને?

સેનાપતિ કહે: હજુર, માફ કરો. બોલવામાં સાર જેવું નથી.

રાજા કહે: પણ છે શું? મારે તો જાણવુંજ જોઈએ.

સેનાપતિ: હજુર, બે જણની ઈંટ નથી આવી, તેનાં એ બે બાકોરાં રહેવા દેવાં પડ્યાં છે. ગણતરીબંધ મન્દિર બનાવ્યું, પણ પેલી બે ઈંટની ખોટ પડી.

રાજા ગુસ્સે થઈ ગયો. હેં! મારા મન્દિરમાં બાકોરાં! દેવના મન્દિરમાં બાકોરાં! એ કેમ ચાલવા દેવાય! તત્કાળ પૂછ્યું: કોણ છે એ બે હરામખોરો? કોણ ઇંટ ન આપી ગયા?

સેનાપતિ હાથ જોડી બોલ્યો: મહારાજ, મારા બે ભાઈઓનીજ ઇંટ ન આવી. તેમણેજ આપનો હુકમ ન માન્યો. પણ મારે શું કરવું? મારે તો મારી ફરજ બજાવવી જ જોઈએને?

રાજા ખૂબ ગુસ્સે થયો. હુકમ કર્યો: બંનેને મારી નાંખો.

પેલા ભાઈઓ કંઈ બોલે તોયે તે સાંભળેજ કોણ?

તેમને એ મન્દિરની સામેજ એક જગા પર મારી નાંખ્યા.

પણ જૂઠ કયાં સુધી નભ્યું રહે? થોડે દહાડે વાત ખુલ્લી પડી ગઈ. ખરો વાંક કોનો હતો તે જણાયું. સેનાપતિનું પોગળ ફુટી ગયું. તે વેળા એ બે ભાઈઓને થયેલા ગેરઈન્સાફ માટે બધાને ખૂબ દિલગીરી થઇ. આવા ભલા માણસો!—દુષ્ટ ભાઇએ મારી નંખાવ્યા! પછી જયાં એ બે ભાઇઓને મારી નાંખેલા, ત્યાં આગળ તેમના નામથી એક મન્દિર બાંધ્યું.

ત્યારથી અહિં, આગળ દર વરસે મોટો મેળો ભરાય છે. મુલક મુલકથી લોકો આવે. ટોળેટોળાં. સૌ એ બે ભાઇઓને વંદન કરવા માટે આવે. પેલાં બે બાકોરાં જુએ. તેમને વંદન કરે અને નિર્દોષ રીતે માર્યા જનારા એ બે ભાઇઓની વાત સંભારે અને માથું નમાવે.

તમે માંડલે જાઓ ત્યારે એ બાકોરાં જોવા જજો. સુદાન્જીને પેગોડે જજો. એક ફુલપાંતરી લેતા જજો ને તમેય એ બે ભાઇઓનું બલિદાન સંભારી એ ફૂલ તેમના મન્દિરમાં મૂકી આવજો.



(૩)

## ગુરૂ નાનકજી

છોકરો ભારે જબરો. એને ઠીક લાગે તેજ કરે. બીજાની સાથે બહુ ન ભળે. બીજાનું જોઈ તેમ તેમ કરવાની એને હોંશ જરા નહિ. ઠીક લાગે તો કરે. પણ ઠીક ન લાગે ત્યારે પોતે જેમ ધારે તેમજ કરે. પછી છોને બીજાએ વાતો કરતા. છોને બીજાઓ કુથલી કરતા. બીજાની કચકચની એને પરવા નહિ.

ભાઇ સાહેબ ક્ષત્રિ. બ્રાહ્મણની પેઠે જનોઈ ક્ષત્રિને ખરૂં જ. પણ આ ભાઈએ ચોકખી ના પાડી: ના રે ના ! જનોઈ કેવી, ને વાત શી ? જનોઈ લીધે શો દહાડો વળે ? જનોઈવાળો માણસ ઉંચો કેવો ને જનોઈ વગરનો નીચો કેવો ? જનોઈ તો લઢાઈ વધારે. ભગવાન તે વળી જનોઈથી બંધાતા હશે ? એ તો ભકિતને વશ થાય.

ના રે ના. મારે જનોઈ ન જોઇયે.

મોટા મોટા લોકો એને સમજાવેઃ અરે ભલા માણસ, આમ શીદને કરે છે ? તારા બાપે જનોઈ પહેરી, તારા દાદાએ પહેરી, ને તું તેમનાથી શાણો નીકળ્યો ? આડો થા માં ને જનોઈ પહેરી દે. લોકો નકામા વાતો કરે છે.

પણ એ ભાઈ શાના માને ?

પછી તો એની મા આવી, એને સમજાવવા. ત્યારે ભાઈ મુઝાયા. મા કહે તે તરફ કંઈ કાન બીડાય ? માની વાતમાં વાંકુંયે કેમ બોલાય ? એને હા ના કેમ કરાય ? માએ સમજાવટ કરી ને ભાઈ માની ગયા. આખરે જનોઈ પહેરી.

(૨)

પણ બીજી બધી વાત તો ધારે તેજ કરે. લોકો ભલેને એક રીતે કરે. એ તો પોતાની મરજી મુજબજ કરે. ભાઇને નવાબને ત્યાં નોકરી મળી. એનું કામ હતુંઃ ખજાનો સાચવવાનું. પૈસા સાચવવા, કીંમતી કાગળ સાચવવા ને હિસાબ રાખવો. પણ એમાં ઉઠયો વાંધો. થોડા દહાડામાં તો ખજાનાનું તળીયું દેખાયું. નવાબના હજુરીયાને ખબર પડી. તેણે લાગલુંજ નવાબને કહ્યું કેઃ ખજાનચી લુચ્ચો છે. તપાસ કરો. નવાબે પૂછપરછ કરી. ખજાનચીને ક્યાં કંઈ છાનું હતું ? એણે તો ધડો

ફોડી નાંખ્યો. નવાબને ખબર પડી કે રોજ મારે બારણે હજારો ગરીબડાં ભેળા મળે છે, ને ખજાનચીભાઈ બધાને ખોરાકી લુંટાવે છે, કપડાં વહેંચે છે; ખરચ બધો ખજાનામાંથી.

નવાબે કહ્યુંઃ નાનક, આ તે રીતની વાત છે?

હં ! એ ભાઈનું નામ નાનક. સમજ્યા કે? ખજાનચીભાઈનું નામ નાનક.

નવાબ બોલ્યાઃ આ કેવી રીત? મેં મારૂં નાણું તને સોંપ્યું. ને તું તો લુંટાવી દે છે! કોના હુકમથી?

નાનક કહેઃ ભગવાનના હુકમથી. દુનિયાનો માલિક શહેનશાહ તે. તેનો હુકમ છે કે જેને ખાવા ન હોય તેને અનાજ આપો, જેને પહેરવા ન હોય તેને કપડાં આપો.

નવાબે હસીને કહ્યુંઃ પણ આ બધું તો મારૂં છે—

જરાયે અચકાયા વિના નાનક કહેઃ મને ખબર નહોતી. હું તો સમજું છું કે સર્વ કંઈ એનુંજ છે. આપ પણ તેનાજ છો, હજુર.

નવાબ પાસે જવાબ નહોતો. તે સહેજ હસ્યો, મુંગોજ રહ્યો.

નાનકે ભંડારની ચાવી નવાબ પાસે મૂકી. સલામ કરી કહ્યુંઃ આપ ભંડાર સંભાળી લ્યો. હું જઈશ.

નવાબે બહુ કહ્યું, પણ એ માને? નાનકે નોકરી

છોડી દીધી.

નાનકભાઈ જન્મેલા સારે ઘેર. એનું કુટુમ્બ આબરૂદાર. પરણેલા પણ સારે ઘેર, પૈસાવાળે સાસરે. પણ પોતે પૈસાવાળા સાથે ન ફરે કે ન હળે. તેઓ રહ્યા ગુમાની, પોતાની ધૂનમાંજ રહે. નાનકને તેમની સાથે કેમ ફાવે? તે તેઓની સાથે ન ભળે. તે કોઈ ધોબીને ત્યાં જાય, કોઈ હજામની ખબર પૂછે, કોઈ લુહારની તજવીજ રાખે. નાનક કહેઃ એ લોકોને બધા નીચા ગણે છે. પણ ભગવાન તો એમનામાંજ વસે છે. ગમે તેવા હોય, પણ પ્રભુ ભજે, તેમાં લીન રહે, તો તેમના જેવા બીજા કોણ? નાનક એમની સાથેજ ફરે હરે. તેમને ઘેર જાય આવે. અરે, તેમની સાથે ખાય સુદ્ધાં. એને કશો વાંધો નહિને! કેવા ભલા એ નાનકભાઇ!

પણ નાનકની ભલાઈ બીજાને ન ગમે તો? લોકો વાંધા સાંધા કાઢેઃ ઓહો! આવા ઉંચા કુળવાળાથી એવા સાથે જમાય? એમ તો નાતજાત બગડે. નાનકને તેઓ કહેઃ અલ્યા, તું એમ કરે છે ને અમે શરમાઈએ છીએ; એવુ કર માં.

નાનક કહેઃ ભાઇ, તમને પૂછે છે કોણ? તમે તમારે રહો ગુમાનમાં. મને તમારો ગણશો નહિ. હું તો નજીવો માણસ છું, તમારા જેવા મોટા સાથે બેસવાનું

મારું ગજું નહિ. હું મારે રસ્તે. તમે એ વાતજ જવા દોને.

પણ તેમનાથી કેમ ઠરાય? તેમને લાગ્યું કે નાનક આપણું નાક કાપે છે. ભારે ગુસ્સે થયા. એવો તે એ બે માથાનો થાય? અમારી કંઈ ગણતરીજ નહિ? એને બતાવી આપવું પડશે. નહિ તો દુનિયા ચાલે કેમ?

મોટા મોટા લોકોએ પાઘડી ચઢાવી. ગયા ગામના જમીનદાર. પાસે. ફરિયાદ કરી. પણ જમીનદારથી ક્યાં કંઈ અજાણ્યું હતું? એ નાનકને બરાબર ઓળખે. જાણે કે નાનક કંઈ માનવાનો નથી. એને સજા કરવી સહેલી છે. દુઃખ દેવું એમાં શું? પણ એ જરાય ચળવાનો નથી. બધું દુઃખ ખમી લેશે. ગુપચુપ ખમશે. છતાં કરશે પોતાનુંજ ધાર્યું.

એણે એક નવો તાકડો રચ્યો. નક્કી કર્યું કે નાનકને જમવા તેડવો. એનું અપમાન કરવું. વખતે એની આંખ ખુલે. અપમાનથી સુધરી યે જાય. બધાએ ત્યાં હાજર રહેવું. બધાએ મળી એને ધૂતકારવો, ને હડધૂત કરવો. પછી જોઇયે, શું થાય છે?

આવો તાલ રચ્યો.

નક્કી કરેલો દહાડો આવી પહોંચ્યો. સૌને નોંતરાં દેવાયાં-જમીનદારને ત્યાં જમવા આવજો. ગામનાં બધાંય

સારા સારા માણસને તેડાં હતાં. જમીનદારને ત્યાં સૌ ઉતરી પડ્યા. હોહા ને ધમાલ મચી. જમીનદારનું મોટું મોટું ઘર પણ ઉભરાઈ ગયું. કોઈ ગાય, કોઈ રમે, કોઈ વાતો કરે. સૌને મન આજ મોજ હતી. આજે તો નાનકને સીધો કરવો હતો ને? એ આવે તો ખરો, એટલે કરીએ એને હડધૂત. સૌના ગુમાન ને ગર્વનો પાર નહોતો.

જમવાની વખત થઈ. પણ નાનકભાઈ ક્યાં? એ ન દેખાયા. એટલે સૌ જમવા બેઠા. બધાના મનમાં એમ કે નાનકને બતાવવું કે જો, તારી કોઈ વાટે જોતું નથી. પણ નાનકભાઈ તો આવ્યા જ નહિ. સૌ ગુંચવાયા; સૌ ચિઢાયાઃ આટલું બધું ગુમાન? જમીનદારનું નોંતરૂં ઠેલે?

જમીનદાર ખળભળી ઉઠયો. તુરત હુકમ કર્યોઃ નાનકને પકડી આણો. જ્યાં હોય ત્યાંથી આણો. તુરત સિપાઇઓ દોડયા.

નાનકભાઈ તો બેઠેલા લુહારને ત્યાં. ભજનની રમઝટ ચાલે. ખંજરીયાં મંજરીયાં વાગે. મીઠા મધુર સૂર. અચ્છાં અચ્છાં ભજન. સિપાઇઓ તો સાંભળી ખડાજ થઈ રહ્યા. થોડી વારે હાથ જોડી બોલ્યાઃ નાનકજી, અમારી સાથે ચાલો. જમીનદારબાબુ બોલાવે છે. તુરતજ ચાલો.

નાનકભાઈ તરત ઉભા થયા. સિપાઈની સાથે નીકળ્યા. આવી પહોંચ્યા, જમીનદારને ત્યાં.

જમીનદાર કહેઃ કેમ નાનક! આજે તને અહિં જમવાનું નોંતરૂં હતું ને. ભૂલી ગયો કે શું?

સૌએ ધારેલું કે નાનક ખોટાં બહાનાં કાઢશે. જમીનદારનું માન રાખશે ખરો, પણ બહાનું જુઠું શોધશે.

પણ નાનક એવું બોલે?

નાનકે તો તુરત જવાબ દીધોઃ હું તો આવત. પણ શું કરૂં? મારા દોસ્તે આવવા ન દીધો. પોતાને ત્યાંજ મને જમાડયો. છોડેજ નહિને?

એવો કયો તારો દોસ્ત?

કેમ? જેની દુકાનમાંથી મને લાવ્યા તે. ફેરૂ લુહાર.

હેં? ફેરૂ લુહાર? તારો દોસ્ત?

બધા ખડખડ હસી પડયાઃ છિઃ છિઃ જેવી સોબત તેવી અસર! નીચની સોબતે નીચજ થવાય.

નાનક કહેઃ જેને જેની સાથે પ્રેમ, તેનું અન્ન તેને મીઠું મીઠું લાગે. અમૃત પણ એવું મીઠું ન હોય.

ફરી પાછા બધા હસી ઉઠ્યા. કોઈ કહેઃ ઓહોહો! જોયો અમૃત પીવાવાળો. કોઈ કહેઃ લુહારનું અમૃત હોય તો રૂપાળું! એમ ને એમ બધા મશ્કરી કરે. પણ નાનકભાઈ તો શાંત, ધીરૂં, મીઠું હસ્યાંજ કરે.

જમીનદાર કહેઃ નાનક, સૌની મરજી વિરૂદ્ધ નીચ વરણનાનું ખાવું એ તે વળી કયા શાસ્તરમાં લખ્યું છે?

નાનક બોલ્યોઃ ભગવાનના શાસ્તરમાં કોઈ નીચું યે નથી ને કોઇ ઉંચું યે નથી.

જમીનદાર તપીને બોલ્યોઃ તારૂં ભેજું ઠેકાણે છે! કેટકેટલું નાણું ખરચી, ખટપટ કરી, મેં તારે માટે મિજબાની ગોઠવી. ને તું તો જઇને પેલા દળદરી, અડવાને નાલાયક, ગંદા લુહારને ઘેર રોટલો ચાવી આવ્યો! ગાંડો તો નથી થયો?

બધાએ પોકાર કર્યોઃ ગાંડો, ગાંડો, ગાંડો! ગાંડો-દિવાનો! ગાંડાનાં કંઇ જુદાં ગામ વસે? ક્યાં અચ્છી અચ્છી પુરણપોળી ને ભજીયાં ને પકવાન, ને કયાં બળ્યો ઝળ્યો સૂકો લૂખો રોટલો? એવા બુસાને તો એવાનીજ દોસ્તી હોય-ઘોબા, લુહારડા—

નાનક ઠંડે કલેજે કહેઃ એ લૂખો સૂકો રોટલો તો સાકરથીયે મીઠો હતો-અમૃત જેવો હતો.

સૌ પાછા ખડખડ હસ્યા. એક બોલ્યોઃ ઓહોહો! આ ગામમાં તો અમૃતના વરસાદ પડ્યા. ચાલો પીવા જઈએ.

બીજો બોલ્યોઃ ચાલોરે ભાઈઓ એના ચેલા થઇએ. પધારો ગુરૂજી! અમને ચેલા મુંડો, સાધુગામ!

નાનક સહેજ ચિઢાયો. તે બોલ્યોઃ ઠીક, મહેરબાન. જરા

એક કામ કરશો ? ફેરૂને ત્યાં કોઈને મોકલી બે રોટલા મંગાવશો ?

મશ્કરીને ખાતર કોઈ દોડયું. તરત બે રોટલા આવ્યા—જાડા, જખ્ખડ, બળેલા. લુહારને ત્યાંથી જ લઈ આવ્યા. નાનકજીએ મંગાવ્યા છે જાણી તેણે તરત આપ્યા. પોતે ભૂખ્યો રહ્યો. ફેરૂ ભારે ગરીબ હતો. લેવા જનારને બે રોટલા આપી બોલ્યોઃ નાનકજીને કહીએ કે ખોટું ન લગાડે. બેજ હતા, તે આપ્યા છે.

રોટલા જોઇને બધા કંઈ હસે, કંઇ હસે.

જમીનદારે હુકમ કર્યોઃ જઈને ઘરમાંથી પૂરી લઈ આવો.

તુરત રૂપાની થાળીમાં હલકી હલકી ફુલકાપુરી આવી.

નાનકે એક વાર રોટલા તરફ જોયું. પછી પૂરી તરફ જોયું. એની આંખો ભીની થઈ. એનું હૈયું ભારે કોમળ. એ વિચારી રહ્યોઃ અહાહા! ફેરૂ કેટલો ગરીબ! ભૂખ્યા રહીનેય એણે રોટલા મોકલ્યા—મારે ખાતર!

મોટેથી કહ્યુંઃ સાહેબો, કંઈ નહિ, કંઈ નહિ! આ રોટલા આગળ એ પૂરી શી વિસાતમાં?

બધાએ તેના ચાળા પાડયાઃ અહાહા! શી વિસાતમાં? શી વિસાતમાં? નાનક, આટલા દહાડા આંધળો હતો?

હા, ખરેજ, આંધળો હતો. હવે આંખ આવી. પ્રે-

બીનો રોટલો ગુમાનીના પકવાન કરતાં મીઠો છે.

હાસ્તો !—બધાયે ઠેકડી કરી.

એએએમ !—જુઓ—

બોલી નાનકે જમણા હાથમાં રોટલાનો ટુકડો લીધો. ડાબા હાથમાં બે ત્રણ પૂરી લીધી. હાથથી બંનેને મચડી મસળી નીચોવ્યાં. શો ગજબ ! રોટલામાંથી દૂધની ધારા છૂટી ! પૂરીમાંથી ભગભગ લોહી વરસ્યું !

બધાં આભાં થઇને જોઇજ રહ્યાં. નાનક બોલ્યાઃ જેઓ બીજાને કનડી, તેમનું લોહી ચૂસી મઝા કરે છે, તેનું અનાજ ખાવા લાયક નથી. તમારા હૈયામાં ગુમાન ભર્યું છે. તમારી મિજબાની એ ગુમાનમાંથી નીપજી. પણ દુઃખિયારાનો આ રોટલો પ્રેમભર્યો છે. એના અંતરમાં પ્રેમ છે, દયા છે. જુઓ, એના અનાજમાં કેવું અમૃત છે !

એ હતા શ્રી નાનકગુરૂ, જેમણે શીખ ધર્મની સ્થાપના કરી. સારૂં પંજાબ એમના ચેલા રૂપે થયું. શીખ ધર્મ દુનિયાનો એક અચ્છો ધર્મ ગણાયો. શીખ પ્રજા જેવી વીર પ્રજા જૂજ હશે. એમના ધર્મમાં સમાનતા છે, સંપ છે, દેશ પ્રત્યેની લાગણી છે, શૂરાતન છે.

એ બધું શીખવનાર મૂળ કોણ ?

નાનક ગુરૂ—આ નાનક ગુરૂ, જે સૌને સરખાં માને, દુઃખિયાંનોજ જે સાથ કરે.

## (૪)

## જાલિમ-મેદાન



મુર્શિદાબાદ જાણીતું શહેર છે. બંગાળાના નવાબોની રાજધાની ત્યાં હતી. ત્યાં ઉદ્યોગ હુન્નર પણ તે વેળા ઘણા. અત્યારેય એ નગર મોટું છે.

ત્યાંથી થોડે દૂર ગિરિયા નામે ગામ છે. આ ગામ નાનકડું છે. આસપાસ મોટાં મોટાં ચોગાન છે. પાસેથીજ ગંગા નદી ખળખળ વહે છે. ઠંડક તો કહે મારૂં નામ. કુદરત ત્યાં ખરેખરી ખીલી ઉઠે છે. જગા ભારે રળિયામણી છે. આહંજ એક મેદાનને જાલિમસિંહનું મેદાન કહીને લોકો ઓળખે છે. એ મેદાન જાલિમ-મેદાન કેમ કહેવાય છે? જાણવું છે? લ્યો, એ વાત સાંભળો.

બંગાળમાં નવાબ સરફરાઝખાં રાજ કરે. નવાબ ભલો

હતો. એના દરબારમાં ઘણા શૂરવીર પુરૂષો હતા. સૌને એ યોગ્ય દરજ્જો આપે. સૌની એ બરાબર કદર કરે. રાજપૂતો પણ એને ત્યાં નોકરીમાં ખરા.

ખુદ એનો સેનાપતિજ રાજપૂત ને! નામ એનું વિજયસિંહ. વિજયસિંહ સાચો રજપૂત. ભારે શૂરવીર. જાણે જંગલનો સિંહ. તલવાર ચલાવવામાં એનો જોટો ન મળે. નિમકહલાલી તો એનીજ. વિજયસિંહે ઘણીય વાર યુદ્ધના મેદાનમાં નવાબ સરફરાઝને મરતો મરતો બચાવેલો.

આ વિજયસિંહને એક છોકરો હતો. એનુંજ નામ જાલિમ. જુલિમ ભારે દેખાવડો. શરીરે ખૂબ મજબૂત. ગોળ ચ્હેરો, મોટી કાળી આંખો. એ આંખોમાં નરમાશ પણ એટલી ને શૂરાતનની તીખાશ પણ તેટલી. જાલિમ કોઇનો હુંકારો ન સાંભળે.

પણ જાલિમનો જનમ ભારે દુઃખમાં થયેલો તે વેળા વિજયસિંહ સેનાપતિ નહોતો. રખડતો ભિખારી હતો. બીજાની મહેરબાની લે તો એનું દુઃખ તુરત દૂર થાય. પણ એમ મહેરબાની લે તો એ વિજયસિંહ શાનો! અપવાસે ભલે મરૂં, પણ માથું કેમ નમાવું?

એની વહુ પણ એની સાથે હતી. એની સાથે એના જેટલાંજ દુઃખ તે ખમે. સ્હવાર સાંજ મળી માંડ

મુઠી અનાજ તેમને મળે. એમ ને એમ તેઓ ચલાવે.

એક વાર તો બે દહાડા સુધી કાંઈએ ન મળ્યું. ભૂખે પેટ ને બરડો એક થયાં. વિજયસિંહની વહુ માંદી પડી. પણ દવાયે ક્યાં ને ઓસડે કયાં ? ખોરાકનાંજ ફાંફાં તો ! અઘોર જંગલમાં ભૂખે દુઃખે એ મરણ પામી. વિજયસિંહ એને ત્યાં ને ત્યાં બાળી ખૂબ રડયો. પણ તેથી શું ! છોકરાને જોઈ જોઇ મન વાળ્યું.

બાળક જાલિમને લઈ વિજયસિંહ દેશદેશાવર ફર્યો. બહુ બહુ દુઃખ ભોગવ્યાં. એ સૌમાં જાલિમજ તેનો સાથી. જાલિમ પણ એમ ને એમ જોરાવર બન્યો. એટલોજ શૂરો, એટલોજ ટેકીલો બન્યો. બાળપણમાંજ એ જાણે જબરો યોદ્ધો બન્યો. બચપણથીજ એ પોતાની જાતિ તથા પોતાના દેશ માટે જાન આપવાનું સમજ્યો.

પણ વિજયસિંહ આખરે બીજો લાભ ન પામ્યો. દીકરા તરફ જોઈ એણે નવાબનું સેનાપતિપણું સ્વીકાર્યું. નવાબે તેને ભારે માન આપીને રાખ્યો. નવાબ પાસે રહીને વિજયસિંહે જાલિમને ખૂબ તૈયાર કર્યો. સ્વમાનને માટે સ્વપ્રાણ તજવા તેને આતુર બનાવ્યો.

એવામાં યુદ્ધનું રણશીંગું ફૂંકાયું.

પટણામાં તે વેળા અલિવર્દીખાન નવાબ રાજ કરે. તેને ને સરફરાઝખાંને મેળ નહિ. અલિવર્દીએ ચઢાઈ કરી.

દેશમાં મહા તોફાન મચી ગયું. સરફરાઝે પોતાનું લશ્કર મોકલ્યું. વિજયસિંહ ઘોડે ચઢયો. સાથે જાલિમ પણ પોતાની ટટ્ટુડીએ બેઠો. પોતાની નાનકડી તલવાર તેણે કેડ પર બાંધી ને હરખભેર એ લઢવા નીકળ્યો.

યુદ્ધ જોશભેર ચાલ્યું. બન્ને લશ્કર ગિરિયાના મેદાનમાં અથડાયાં. ખણણ ખણણ ખણ તલવારો ચાલી. બન્દૂકોના ભડાકા થયા. જાલિમ પણ બાપ જોડે રહીને ઘૂમતો હતો. એ નાનકડા નરનું શૂરાતન અજબ હતું. સૌ તે જોઈને ચકિત થતા. એની ટટ્ટુડીને ફલંગ ભરાવતો એ દુશ્મનને વાઢતો હતો.

પણ વિજયસિંહનું તો એ છેલ્લુંજ યુદ્ધ હતું. એને પુષ્કળ ઘા થયા. તોયે એ ઝૂઝવો જતો. પણ એને લાગ્યું કે હવે આ છેલ્લી સલામ છે. યુદ્ધમાં જીત શક્ય નહોતી. સામેનું લશ્કર વધારે જોરાવર હતું. વિજયસિંહે જાલિમને પાસે બોલાવ્યો. એને સમજાવી દીધું: આ મારું છેલ્લું યુદ્ધ છે. છેલ્લી સલામ! પણ દીકરા, મારો દીકરો હોય તો મારું શબ દુશ્મનને હાથ ન જાય, એ જોજે! જાલિમે શિર ઝુકાવ્યું. અને દારૂણ યુદ્ધમાં તલવાર વીંઝતાંય એની આંખમાંથી એક આંસુડું સરી પડયું.

સૂરજ બુડવા આવ્યો. આકાશ રાતું ચોળ બન્યું. જમીન પર લોહીની નદી ખળખળ વહેતી હતી. યુદ્ધ

પૂરું થયું હતું. વિજયસિંહ પડ્યો હતો. અલિવર્દીની જીત થઈ હતી.

જાલિમે દૂરથી પિતાને તૂટી પડતા જોયા. બીજા લશ્કરીઓને નાસતા જોયા. ભલભલા જીવ બચાવવા ભાગી છૂટ્યા. એક પળ જાલિમને પણ નાસવા વિચાર આવ્યો. પણ એટલામાં.—એટલામાં એને બાપનું ફરમાન સાંભર્યું: મારો દીકરો હોય તો મારી લાશ પરહાથ ન જાય.

જાલિમ થોડે દૂર ગયો. પોતાનાં હથિયારો એક ઝાડ તળે મૂક્યા. પાસે ફક્ત પોતાની નાનકડી તલવાર રાખી. એ પાછો આવ્યો ત્યારે એના બાપની લાશને—સેનાપતિના ડોકાને–લઈ જવા અલિવર્દીના સિપાઇઓ ધસી આવ્યા હતા. સહેજ એને મોડું થયું હોત, તો ખલાસ! એના બાપનું ડોકું પરહાથ જતે. દૂરથી જાલિમે આ જોયું ને એ ધસી ગયો. એકલી તલવાર વડે અનેક સિપાઈઓના પર એણે ઘા કરવા માંડ્યા. મરણિયો થઈને એ ઘૂમ્યો. સિપાઈઓ પણ એ નાનકડા નરનું શૂરાતન જોઈ રહ્યા—એનો અતૂટ મારો સાંખવો વિકટ બન્યો.

પણ દૂરથી એક જણ એ લડત જોઈ રહ્યો હતો. એ હતો નવાબ અલિવર્દીખાન. એ બધી વાત સમજી ગયો. એણે હુકમ કરી લડત બંધ કરાવી. નાનકડા જાલિમ

પર એ ખુશ થઈ ગયો. વીરતાની એને કદર હતી. વિજયસિંહની લાશને કોઈ ન છેડે એવો એણે હુકમ કર્યો.

અલિવર્દીએ જાલિમને પોતાની પાસે બોલાવ્યો. એને ધન્યવાદ આપ્યો. એના શૂરાતનનાં વખાણ કર્યાં.

ગંગાને કાંઠે ચન્દનના લાકડાંની ચિતા તૈયાર થઈ. બ્રાહ્મણોએ મંત્ર ભણ્યા. જાલિમે ચિતાને આગ મૂકી. ચિતા ભડભડ સળગી. વિજયસિંહના દેહની પવિત્રતા અખંડ રહી.

જાલિમ આખું જીવન વીર પેઠે જીવ્યો ને વીર પેઠે એ મર્યો. ગિરિયાના મેદાનમાંનું એનું શૂરાતન કોઈ ન ભૂલ્યું. આજેય એ બાજુના લોકો એને સંભારે છે. આજેય એની વીરતાનાં ગીત ગવાય છે. આજેય એ મેદાનને જાલિમસિંહના મેદાનને નામે લોકો ઓળખે છે. જાલિમ મરી ગયો છતાં જાલિમ જીવતો છે. શૂરવીર પુરુષો હંમેશ અમર રહે છે.



(૫)

## કારમી ફરજ

મજૂરનો છોકરો. એનું નામ પિયારી. પેરીસ શહેરની પાસેના એક ગામમાં રહે.

પિયારી ને પિયારીની વહુ બંને બિચારાં ભલાં, ભોળાં, પ્રેમાળ. વહુનું નામ ફ્લોરા. ઘર ભાડુતી રાખેલું. રોજ મજૂરી કરે. રોજ ભાડું ભરે-ઘરનું ને પેટનું. પછી બચે શું ? કંઈ નહિ !

પછી તેમને છોકરાં થયાં. એક છોકરો ને એક છોકરી. બંને વરવહુ છોકરાંને જુએ ને રાજી થાય. પછી વિચાર કર્યો: હવે ભાડુતી ઘર ન ફાવે. ચાલોને જાતે એકાદ ઘર બાંધી લઈએ. ભલેને ગમે એવું નાનું-નબળું, તોયે પોતીકું તો ખરું ને! ત્યાં રહેવું, ને ત્યાં ખાવું ને પીવું ! બસ મઝા !

પણ કમાણી તો બધી ખરચાઈ જાય. ઘર ક્યાંથી

બાંધવું ? બંનેએ વધારે મહેનત કરવાનું નક્કી કર્યું. ફ્લોરાએ સાવરણીઓ બનાવવા માંડી. પિયારીએ પણ વધારે કામ લીધું. ઘરમાં કસર કરવા માંડી. પૈસા બચાવવા માંડ્યા. ઘર તો જોઈએ જને ?

એમ રકમ ભેગી થઈ. થોડી જમીન લીધી ને ધીમે ધીમે નાનકડું ઘર બાંધ્યું. ઝુંપડી જેવું, પણ કેવું ચકચકાટ ! આસપાસ થોડી જમીન, તેમાં શાકભાજી ને કંઈક ફળ રોપ્યાં—કોઇ કોઈ ફુલ પણ ખરાં ! આમ ઝાડપાલાની વચ્ચે તેમનું નાનકડું ઘર અજબ રૂપાળું દેખાય.

ઘણે દહાડે પિયારી રાજી થયો. નવા ઘરમાં સૌ આવ્યાં. છોકરો છોકરી હવે મોટાં થયાં છે. કુદે, નાચે, હસે ને રમે. એમના કિલકિલાટ વડે પિયારીની ઝુંપડી જાણે હસી હસી રહે. મા ફ્લોરાને શેર લોહી ચઢે. આખો દહાડો વૈતરૂં કરે, પણ ઘેર બચ્ચાંને જુએ એટલે થાક ઉતરી જાય.

પણ એ સુખ ઝાઝું ન રહ્યું. દેશ પર બહારની ચઢાઈ આવી. એ તો ફ્રાન્સ, ને તે પર ચઢાઈ જર્મનીની. હોહાકાર મચી ગયો. આ હાર્યા આ હાર્યા થઈ ગયું. દેશના જુવાનો તૈયાર થઈ ગયા. બસ, દેશને બચાવો. જેને લઢતાં આવડે એ સૌ કોઈ લઢવા ધાયા. રાજ તરફથી હુકમ નીકળ્યોઃ જેઓ લઢતાં શીખ્યા છે તે સૌએ

આવવું. પિયારી પર પણ કાગળ આવ્યો. પિયારી શીખેલો હતો. તોપ એને સરસ ફોડતાં આવડે. પિયારીને જવાનું આવ્યું.

તે દહાડો આવ્યો. પિયારીનાં આંસુ માતાં નહોતાં. ફ્લોરાની છાતી ફાટફાટ થતી હતી. બચ્ચાંને ચૂમી ચૂમીને નિસાસા મૂકી પિયારી ગયો.

ને પછી?

પછી તો પિયારીનું એ ગામ જર્મનોને હાથ ગયું. ગામડીઆઓ ઘરબાર છોડી નાઠા—ન ગઈ ફક્ત ફ્લોરા, ને ન તેનાં છોકરાં. પોતાનાં પ્યારાં બચુડાંને છાતીએ બઝાડી, પિયારીને સંભારતી તે તો પોતાના ઘરમાંજ રહી.

બીજી બાજુ દેશના સેનાપતિનું લશ્કર ધાયું. ગામડાની પાસે આવ્યું. જોયું તો ગામ જર્મનોના હાથમાં છે. સેનાપતિએ હુકમ દીધો: આ ગામને જમીનદોસ્ત કરો. દુશ્મનના હાથમાં એમાંની માલમિલ્કત શા માટે જવા દેવી? બધાં ઘર પાડી નાંખો. તોપોનો મારો શરૂ કરો.

રોજ ધમાધમ ગોળાઓ છોડવાનું શરૂ થયું. ગામડું જમીનદોસ્ત થવા લાગ્યું.

એવે એક દહાડે પિયારી તોપ પાસે ઉભો છે; હુકમની રાહ જુએ છે. સેનાપતિ આવ્યા. દૂરબીન કાઢીને નજર માંડી. જોઇને તુરત કહે છે: પિયારી, પેલો પુલ જોયો કે?

પિયારી બોલ્યોઃ હા.

અચ્છા, તેની ડાબી બાજુ પેલું ઘર? લાલ છાપ-રાવાળું—જોયું?

પિયારીનું મ્હોં પડી ગયું, ધોળું ફક્ક થઈ ગયું. પણ એ બોલ્યોઃ હા, હજુર, દેખાય છે.

નક્કી જર્મનોએ એમાં અડ્ડો ઝમાવ્યો હશે. છોડ એક જબરદસ્ત ગોળો!

એ ભયંકર કકડતી ઠંડીમાં પણ પિયારીને કપાળે પરસેવો છૂટયો. તેના હાથ ધ્રુજવા લાગ્યા. પણ શું કરે? હુકમ તો માનવોજ જોઈએ. તેણે ઘોડો ખેંચ્યો. ભમમ-મમ એક ગોળો છૂટયો. આખું ગામ ધૂમાડે ધૂમાડે છવાઈ ગયું!

થોડી વારે હવા સ્વચ્છ થઈ. સેનાપતિએ દૂરબીન માંડયું. જોઇને બોલ્યોઃ શાબાશ, બેટા શાબાશ! એકેક ગોળે મકાન સાફ! અરે......... પણ આ શું?

પિયારીની આંખમાંથી ભગભગભગ આંસુ રેલાતાં હતાં! સેનાપતિ ચમકીને બોલ્યોઃ કેમ પિયારી, એ શું?

ક્ષમા, હજુર! એ તો મારૂં જ ઘર. હા—ને એમાંજ મારી ફ્લોરા, એમાંજ મારાં બચુડાં........................

પિયારીનો જીવહીણો દેહ ત્યાંજ ધરતી પર ઢળી પડયો!



## (૬)

## કિલ્લો અસીરગઢ

અકબર બાદશાહ ભારે ચાલાક. ભારે ચતુર. ભારે ઉદાર. પણ તેને રાજ વધારવાનો લોભ બહુ. ને લોભ તો પાપનું મૂળ કહેવાય છે ને ?

બાદશાહે ઉત્તર હિંદ તો જીતી લીધું. પણ એનો લોભ માય નહિ. એટલે નજર ગઈ દકખણ તરફ.

વિંધ્યાચળ એટલે દકખણનો દરવાજો. સાતપૂડાના પહાડો પણ ત્યાંજ આવેલા તો. એ સાતપૂડાની તળેટીમાં ખાનદેશનો જીલ્લો.

ખાનદેશ ભારે રઢિયાળો મુલક છે. કુદરત ત્યાં જાણે હસ્યાં જ કરે છે. પાક પુષ્કળ થાય. લોકો સુખી, ને શાંત.

એ વેળા ખાનદેશ જીલ્લો બહુ મોટો ગણાય. મધ્ય-

પ્રાંતો પણ એમાંજ આવી જાય. ઠેઠ બરાણપુરની ગણ-
તરી પણ એમાંજ, હોં !

તે વેળા સુલતાન બહાદુરશાહ ત્યાં રાજ કરે.

વિંધ્યાચળમાં થઈ, સાતપૂડા ભેદી, અકબરનું લશ્કર ખાનદેશમાં ઉતર્યું. લાખો માણસ, સેંકડો હાથી. હય-
દળ, પાયદળ, બધાની ખુબ ધમાલ.

ખાનદેશના મેદાનોમાં મોગલ લશ્કરે ધામા નાંખ્યા.

અકબરે બહાદુરશાહને કાસદ મોકલ્યોઃ મારી આણ કબુલ કરો. હું દિલ્હીનો બાદશાહ છું. આખું હિંદ મારે
તાબે છે. તમે પણ તાબે થાવ.

બહાદુરશાહની રાજધાની બરાણપુરમાં. કાસદ ત્યાં પહોંચ્યો. સુલતાન દરબારમાં બેઠેલો. રૂક્કો આપ્યો. સુલ-
તાને ફોડીને વાંચ્યો.

આંખ એની રાતી થઇ. માથું નમાવે તો એ બ-
હાદુરશાહ શેનો? એ તો બહાદુર ( શૂરો ) શાહ (રાજા)
હતો ને ?

એણે તો રૂક્કો ફાડી નાંખ્યો. કાસદને કહ્યુંઃ જા, જા.
કહે તારા બાદશાહને, કે મેદાનમાં પડી જાય. અમે ચૂ-
ડીઓ પહેરી નથી.

સેનાપતિને એણે હુકમ આપ્યોઃ આપણું લશ્કર
તૈયાર કરો. દેશમાં ઢોલ વગડાવો. લશ્કર વધારો. ખાનદેશ

દિલ્હીની તાબેદારી નહિ કબુલે.

આખા જીલ્લામાં મોટી ધમાલ મચી ગઇ. લઢવાની તૈયારી મોટા પાયા પર શરૂ થઈ.

અકબર બાદશાહને ખબર મળી. કાસદે વાત કરી. બાદશાહ તો ઉભો ને ઉભો સળગી ગયો. એક જીલ્લાના નવાબડાની આટલી જીકર? એનો તોર તો હમણાં ઉતારી દઈશ. એના તે શા ભાર ! એક ફુંકમાં ઉરાડી મૂકીશ.

એને એ વાતની ખાતરી હતી. આવાં આવાં રાજ્યો જીત્યાં, તો ખાનદેશ શા હિસાબમાં ? મારૂં લાખોનું લશ્કર, મારી કાળમુખી તોપો, મારા હાથી ને ઘોડા એને પળવારમાં છુંદી નાંખશે.

બરાણપુર(બુરહાનપુર)ને પાધરે મોગલની તોપો ગરજી ઉઠી. ખાનદેશી તોપો પણ મુંગી ન જ રહી. તેણે જવાબ દીધો. લડત જામી.

પણ કયાં હાથી ને કયાં દેડકું ? કયાં દિલ્હીનું લાખો માણસનું લશ્કર ને કયાં ખાનદેશની નાની સેના ? બહાદુરશાહ ખુબ લઢયો, ખુબ ઝૂઝયો. એનું લશ્કર પણ સારી પેઠે લઢયું. તોયે આખરે એની હાર થઈ, નાસવું પડયું. બહાદુરશાહ નાઠો—શરણે ન ગયો. મોગલની ગુલામી ન સ્વીકારી. એ જઇને અસીરગઢને કિલ્લે ભરાયો.

કિલ્લો તે એનું નામ. એના જેવા કિલ્લા તે વેળા

દુનિયા આખીમાં જુજ હશે—કદાચ નહિજ હોય. સુલતાન હાર્યો—છતાં હાર્યો નહોતો. મોગલોથી આ કિલ્લો તૂટે એમ નહોતું.

ખાનદેશનો એ સૌથી મોટો કિલ્લો. જબરજસ્ત સાતપૂડો પહાડ એ પત્થરિયા કિલ્લાને જાણે પોતાને માથે રાખી ઉભો રહેલો. દૂરથી જોઇએ તો જાણે એક મોટો રાખ્પ્રુસ, માથે ફાળીયું બાંધી પહેરો ભરતો દેખાય. કિલ્લા પર ચઢવું ભારે કપરૂં. વળી ઉપરથી તોપ ફુટે કે પથરા પડે એટલે તો પૂછવું જ શું?

પણ બાદશાહની જીદ! એ કંઈ પકડ્યું તે છોડે? મોગલ લશ્કર કિલ્લાને ઘેરાઇ વળ્યું. પડાવ નાંખી પડ્યું.

અકબર કહેઃ જોઈએ, કેટલાક દહાડા ટકે છે? ખાશે શું? પીશે શું? અનાજ હશે એટલું ખાઈ જશે. પછી શું કરશે?

પણ એ કિલ્લો નહોતો, કિલ્લાનો દાદો હતો! ચાર ચાર વરસનું તો એમાં અનાજ ભરેલું. પાણી યે પુષ્કળ. કોઇ વાતે કમી નહિ. બાદશાહ થાકે, પણ કિલ્લો થાક એમ નહોતું.

ગોળા ફેંકયા, ભડાકા કર્યાં, બહુ યે કર્યું! એમ ને એમ છ મહિના કાઢ્યા. છેવટે બાદશાહ કંટાળ્યો. આ જબરૂં ભાઈ! આવો તો કિલ્લો કોઈ ના જોયો!

પણ જીદ બૂરી ચીજ છે. લોભ પાપનું મૂળ. આખરે બાદશાહે ઠગબાજી કરવાનું ધાર્યું. સમાધાનીનું કહેણ મોકલ્યું. મારે ત્યાં આવો તો મળીબેસીને નિકાલ કરીએ, એમ કહેવડાવ્યું. બહાદુરશાહ ભોળો હતો. તેણે ધાર્યું: હશે, લઢયા કરવાથી શો ફાયદો ? ચાલોને, ઝગડો પતાવીએ.

અકબરે એને સલામત પાછા પહોંચાડવાનું માથે લીધું. બહાદુરશાહ આવ્યો. અકબર લુચ્ચાઈ રમ્યો. બહાદુરશાહને કેદ કરી લીધો. અકબર સમજ્યો: ચાલો, ફાવ્યા. હવે આખું લશ્કર તાબે થઈ જશે.

પણ ના ! એમ મામલો પતે તેવું નહોતું. બહાદુરનું લશ્કર પણ બહાદુર હતું. તોપચીઓ ફીરંગી હતા. તેમણે પોતાનું લૂણ સાર્થક કર્યું. અજબ શૂરાતન બતાવ્યું. કિલ્લો સાચવી રાખ્યો. હવે કિલ્લો અકબરને હાથ કેમ આવે ?

પણ જુઠું જુઠ્ઠાને વધારે. બાદશાહ વધારે લુચ્ચો થયો. પૈસા વેર્યા. અંદરના સરદારને ફોડયો. લાલચુ સરદાર ફુટી ગયો. બાદશાહનું કામ થઈ ગયું. કિલ્લાના બારણાં રાતની વખતે ઉઘડી ગયાં. મારો મારો કરતું મોગલ લશ્કર અંદર પેઠું. થોડી વારમાં તો અકબરનો વાવટો કિલ્લા પર ચઢયો.

આમ અકબરે ખાનદેશનું રાજ લીધું ને અસીરગઢ પણ કબજે કર્યો. મોગલ સિપાઈઓએ કિલ્લામાં લુંટ ચલાવી. અંદરથી પુષ્કળ ધન હાથ કર્યું.

ને બહાદુરશાહ ? ગરીબ, ભોળો, શૂરો બહાદુરશાહ ! ચોધાર આંસુએ રોતાં એણે દેશને પરહાથ જતો જોયો. ગ્વાલિયરના કિલ્લામાં અકબરના કેદી તરીકે એણે આખી જીંદગી ગાળી. એનું લશ્કર તો મોગલોએ કાપી નાંખ્યું.

પણ અકબર કમાયો નહોતો. એણે મોટો ટોટો કર્યો. કિલ્લો મેળવ્યો, પણ કીર્તિ ગુમાવી. ઘણાં ઘણાં રાજ્ય એણે જીતેલાં. પણ આવો દગો ન કરેલો. એ બધા પર અહિં પાણી ફેરવ્યું. અસીરગઢમાં એની કીર્તિ ધૂળ મળી.

કંચન જેવી કીર્તિ ગુમાવી અકબર દિલ્હી ગયો. અસીરગઢમાં અકબરે તો નામ બોળ્યું, પણ બહાદુરશાહનું અમર થયું. તાબેદારીને બદલે એણે જીંદગીભર જેલ પસંદ કરી.



(૯)

## હાથીનું તોલ

ત્રણસો વરસની વાત. બીજાપુરમાં સુલતાનોનું રાજ ચાલે. સુલતાન ભલા. હિન્દુઓ પણ તેમની ચાકરીમાં ઘણા. એવા એક વજીરનું નામ મુરારિ જગદેવ.

આ મુરારિ જગદેવ ભારે દયાળુ. ભગત પણ ખરો. દાન સારી પેઠે કરે. તે જમાનામાં રાજાઓ પણ દાન ખુબ કરે. ઘણા તો તુલાદાન કરે. એટલે કે પોતે ત્રાજવાને એક પલ્લે બેસે, બીજા પલ્લામાં સોનું યા રૂપું અથવા મોતી મૂકાવે, અને તે વડે તોળાય. પછી એ પોતાના વજન જેટલાંજ મોતી કે સોનું કે રૂપું લુંટાવી દે.

મુરારિ જગદેવને મન થયું કે હું આ તુલાદાનથી પણ કંઈક આગળ વધું. કંઈક નવું કરૂં, જેથી મારૂં નામ

થઈ જાય.

એણે તરકીબ શોધી કાઢી. પોતે એક હાથી પર સવારી કરતો. એણે ધાર્યું: કોઈએ હાથીની તુલા નથી કરી. લાવને, હું કરૂં. આ મારા હાથીના ભારોભાર રૂપું દાનમાં આપું. ચાલો, હાથીને તોળવાની ખટપટ કરીએ.

પણ ધાર્યું એટલે કંઈ થઈ ગયું? હાથીને તોળવો એ કંઈ ખાવાનો ખેલ છે? એવડાં ત્રાજવાં ક્યાંથી લાવવાં? એને તેમાં મૂકવો શી રીતે? એની દાંડી ઝાલે કોણ?

વજીર સાહેબે તો સુલતાનની કચેરીમાં સવાલ રજુ કર્યો: મારે હાથીતુલાનું દાન કરવું છે; તો મારા હાથીને તોળી આપો. કોઇ પણ રીતે યુક્તિ શોધો. બુદ્ધિ લડાવો.

પંડિત કાજીઓ વિચારવા પડ્યા. માથું ખજવાળવા લાગ્યા. શાસ્ત્રીઓ વિમાસણમાં પડયા. હાથી તોળવાનું ત્રાજવું બનાવવું કેવી રીતે?

કોઈને કંઈ સૂઝયું નહિ.

તે વેળા શાહજી પણ એજ દરબારમાં નોકર. બીજાપુર સુલતાનની હજુરમાં એ કામ કરે. શાહજીને તો સૌ ઓળખે. જગમશહૂર શિવાજીના બાપને તે વળી કોઇ ભૂલતું હશે?

શાહજીને અને જગદેવને સારૂં બને. જગદેવે પોતાની વાત શાહજીને કહી. તે પરથી એ કહેઃ ઠીક છે. વિચાર

કરીને કહીશ. કંઈક જુક્તિ લડાવું ત્યારે મારૂં નામ શાહજી.

પછી તો ભાઈ વિચારે વળગ્યા ને એક તરકીબ શોધ કાઢી.

એક મોટું વહાણ બનાવ્યું ને નદીમાં તરતું મેલ્યું. પછી તેમાં હાથીને ગોઠવ્યો. હાથીને ભારે ભારે વહાણ અંદર નીચું પડયું. ઉપરથી કંઈ જેવું તેવું દબાણ હતું? હવે શાહજીએ શી જુક્તિ કરી તે જુઓ. હાથીના ભારથી વહાણ કેટલું નીચું ગયું એ માપવા એણે વહાણની બાજુ પર બરાબર પાણીની સપાટી આગળ નિશાની કરી લીધી.

પછી હાથીને કાઢી લીધો. વહાણ ખાલી પડતાં ઉંચું આવ્યું. એટલે ભાઈએ હુકમ કર્યો: હવે એમાં મોટા મોટા પત્થર નાંખો. પુષ્કળ પત્થર નાંખો. વહાણને નીચું પડવા દો. પણ પેલી નિશાની ડૂબી ન જાય, તે જોજો હં! એ નિશાની સપાટીને અડે એટલાજ પથરા નાંખો. તે અડતાંજ અટકી જજો.

એ કામ કંઇ અઘરૂં હતું? નોકરો ઝપાટાભેર પથરા નાંખવા લાગ્યા. થોડી વારે પેલી નિશાની પાણીને અડવા લાગી. બસ, પથરા નાંખવાનું બંધ થયું.

તે પછી હુકમ કર્યો: બસ, હવે એ પત્થરોને બહાર કાઢી તોળી નાંખો. એ જ હાથીનું તોલ.

કટકે કટકે પત્થરોને તોળી કાઢયા ને સરવાળો કર્યો. કોણ કહે, કે હાથીનું વજન એટલું ન હોય ? બરાબર એટલુંજ. વાત દેખીતી હતી.

આમ વજીર મુરારિ જગદેવનું ધાર્યું કામ થયું. હાથીનું વજન થયું. ને તેટલું રૂપું દાનમાં અપાયું.

જ્યાં આવી રીતે વજન થયું એ ગામનું નામ નગરગામ હતું. પૂનાથી ફક્ત આઠ કોશ દૂર, ઈશાન ખુણા તરફ.

પણ નગરગામનું નામ એ દિવસથી બદલાઈ ગયું. શાહજીએ જ નવું નામ પાડ્યું. નગરગામ મટી એ **તુલાપુર** થયું.

કહો, શાહજી કેવો જુક્તિવાળો ? ને એનો દીકરો શિવાજી ઉસ્તાદ નીકળે એમાં શી નવાઇ ? બાપ તેવા બેટા, એવી કહેવતજ છેને ?



## પ્રત્યેક કુમારે વાંચવા લાયક

# બ્રહ્માંડનો ભેદ

સાહસનાં શૂરાતનથી ભરપૂર આ નવલકથા એકેએક શાળાના પુસ્તકાલયમાં રાખવા લાયક છે. જુનાગઢના ડાક્તર પ્રતાપરાય અને તેના સાગ્રતી બહાદુરસિંહ એક અજબ જેવો ગ્રંથ મેળવવા ચીન ગયા હતા અને ત્યાં જીવસટોસટનાં પરાક્રમો કરીને અત્યંત સંકટોમાંથી પસાર થઇને સફળતા મેળવી પાછા ફર્યા હતા. તેની કહાણી પ્રત્યેક જુવાનની નસેનસમાં શૂરાતન અને જોમ ઉછળાવે તેવી છે. સૌરાષ્ટ્ર પત્રે આ પુસ્તક વાંચવાની ખાસ દરેક જુવાનને ભલામણ કરી છે. કેમકે એ એક નવીજ શૈલીની વાર્તા છે. ગુજરાતી ભાષામાં આટલાં સરળ નિર્દોષ અને પ્રેરક તત્વોવાળી નવલકથાઓ જૂજ હશે. ચીન દેશમાંના બૌદ્ધ મઠોની પાછળ કેવી રહસ્યમય ગુંથણી રહેલી છે, તેનું એમાં સાચેસાચું દિગ્દર્શન થાય છે. નાનાં મોટાં સૌ કોઇને એ વાંચતાં રસ પડશે.

પાકું પુઠું, સોનેરી નામ, ચાર ચિત્રો અને મોટાં કદના ૩૦૦ પાનાંના પ્રમાણમાં કિમ્મત રૂપિયા સાડા ત્રણ રાખવામાં આવી છે. પોસ્ટેજ આઠ આના લાગે છે. ભાગ બીજો કિમ્મત રૂપિયા બે.

એ તેમજ અમારાં બીજાં તમામ પુસ્તકો તેમજ બાળસાહિત્યનાં પુષ્પો મુંબાઇના બધાં બુકસેલરો ઉપરાંત વડોદરા, રાજકોટ, ભરૂચ, અમદાવાદ વગેરે સ્થળોના બુકસેલરો પણ વેચે છે. તથા વ્હીલરના રેલ્વે સ્ટેશન પરના સ્ટૉલ પરથી પણ મળશે.

ગાંડીવ

